

બાળ મિત્ર માળા   પુસ્તક ૨ જું.

# હિંદનાં બાળકો.

લેખક

હિંમતરામ ક. ભટ્ટ

પ્રકાશક

રતિલાલ દામજી ભટ્ટ

વ્યવસ્થાપક બાળ મિત્ર કાર્યાલય,—કરાચી

પ્રત ૧૦૦૦   આવૃત્તિ પહેલી

મે ૧૯૧૬

વાર્ષિક ફાળે ૧ આનો

બહાર ગામના એજંટો જોઇએ છીએ

સરતોને માટે લખોઃ-

વ્યવસ્થાપક
બાળ મિત્ર માળા
રણછોડ લાઇન પ્રિન્સેસસ્ટ્રીટ,
કરાચી.

# બાળમિત્ર માળા



ઉદ્દેશ [illegible] નીતિ અને વ્યવહારિક પાઠો શીખે,

[illegible]શિક્ષિત અને સદાચારી થાય,

[illegible] ને [illegible] ઓ રાજનિષ્ઠામાં પોતાનું

કર્તવ્ય સમજે.

[illegible] મુખ્ય હેતુ છે. ઇશ્વર તે પાર

પાડ[illegible]!

अस्तु.

---

વા. ઠાકરે છાપ્યું,—કરાચી.

# બે બોલ.

બાળમિત્રો—આજે આ બાળમિત્રમાળાનું બીજું પુસ્તક "હિંદનાં બાળકો" તમારા હાથમાં સોંપતાં મને ઘણો આનંદ થાય છે. આ પુસ્તકમાં આપેલાં નાના મોટાં નમુનેદાર ચરિત્રો વાંચી તમે તેમના વર્તનની નકલ કરો. તેમનાં જેવાં બહાદુર બનો! તેમના જેવાં નીતિવાન થાઓ! તો અમે અમારો પ્રયત્ન સફળ થયો ગણીશું.

# એક વિનતી

આ સેવાનું કાર્ય ગ્રાહકોના આશ્રય વિના ચાલી શકે તેમ નથી. હાલના ખર્ચને પહોંચી વળવાને ઓછામાં ઓછાં ૧૦૦૦ ગ્રાહકો જોઇએ છીએ. ઘણા સજ્જનો અને મિત્રોએ અમને આ કાર્યમાં સહાય આપી છે. તેજ પ્રમાણે આપ પણ આ સેવાના કાર્યને દીર્ઘાયુષી બનાવવા નિમિત્તરૂપ થાઓ! અને યથાશકિત ગ્રાહકોની સહાય આપો.

વ્યવસ્થાપક.



# આભાર.



દરેક સત્કાર્યમાં સહાનુભુતિ ધરાવીને ઉત્તેજન આપનાર માનવંતા શેઠ સાહેબ જશરાજ વાલજીએ અમારા પ્રયાસ તરફ દિલસોજી બતાવીને "બાળમિત્રમાળા"ના પ્રકટ થએલા પ્રથમ પુસ્તકની ૫૦ કોપી તેઓ સાહેબે સ્વીકારી અમને ઉત્તેજન આપ્યું છે. જેથી અમે આ સ્થળે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

હિતેચ્છુ પત્રના અધિપતિ શ્રીયુત હરિલાલ વાલજી ઠાકરે અમારા આ કાર્ય તરફ દિલસોજી બતાવીને પોતાના પ્રકટ થતા પેપરમાં "બાળમિત્રમાળા" તરફ જે સદ્‌ભાવ દર્શાવ્યો છે તે ખાતે અમે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

નીચેના સજ્જનો અને મિત્રો બાળમિત્રમાળા તરફ

દિલસોજી બતાવી ગ્રાહકો વધારી આપવામાં સહાય રૂપ થયા છે. તે માટે તેમનો આભાર માનીએ છીએ.

ડૉ. પોપટલાલ અમરશી ભુપતકર

એમ. બી. બી. એસ. કરાચી.

શ્રીયુત મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ

ગુ. ડેપ્યુટી. એજ્યુ. ઇન્સ્પેકટર.

,, રૂપચંદ ગોરધનદાસ ગાંધી

મેનેજર ખારાઘર સ્કુલ.

રા. રા. રૂગનાથ પી. ભટ્ટ

રા. રા. ચુનીલાલ માણેકલાલ

રા. રા. નાગરદાસ દેવકૃષ્ણ ત્રવાડી



# બાળ કૃષ્ણ

વહાલાં બાળકો! તમને વાતો સાંભળવાનું ગમે છે?
સાંભળો, આજે હું તમને એક મજાની વાત કહું.

શ્રીકૃષ્ણ નામ તો તમે સૌએ સાંભળ્યું હશે. તેઓ જ્યારે તમારા જેવા બાળક હતા, ત્યારે ગુરુની આજ્ઞામાં રહીને તેમને ભણવું બહુજ ગમતું. તે વખતે આજના જેવી નિશાળો ન હતી. તેથી આજની પેઠે માબાપની સાથે રહીને ભણી શકાય તેમ ન હતું. તે વખત વનમાં રહેતા ઋષિ મુનિઓ રાજકુમારોને શીખવતા હતા.

ભણવાને માટે રાજકુમારો રાજમહેલ છોડી ઋષિની ઝુંપડીમાં રહેતા!

ભણવાને માટે રાજકુમારો ઋષિની સેવા કરતા!
ભણવાને માટે રાજકુમારો આશ્રમનું વાસીદું વાળતા!

શ્રીકૃષ્ણ જેવા મહાન રાજકુમાર પણ એક વનમાં સાંદીપની નામે ઋષિ પાસે ભણવા ગયા હતા અને ત્યાંજ રહેતા!

એકવાર ગુરુજી ઘેર ન હતા. તે વખતે ઋષિના ઘરમાં લાકડાંની જરૂર પડી, તેથી ગુરુપત્નિએ શ્રીકૃષ્ણને આજ્ઞા કરી કે 'પુત્ર મને લાકડાં લાવી આપો! માતાની આજ્ઞા થતાંજ શ્રીકૃષ્ણ કુહાડો હાથમાં લઇ પોતાના મિત્ર સુદામાજી સાથે

જંગલમાં ગયા. અને લાકડાં કાપી ભારો બાંધી માથે મૂકી ચાલવા તૈયાર થાય છે, તેવામાં એકાએક મુશળધાર વરસાદ તૂટી પડયો. બધે પાણી પાણી થઇ ગયું. અને અંધારૂં ફેલાઇ જવાથી રસ્તા પણ દેખાતા બંધ થઇ ગયા તેથી તેઓ ભુલા પડી ગયા. અને બહુ હેરાન થયા.

ગુરૂજી ઘેર આવ્યા. ત્યારે શ્રીકૃષ્ણના સમાચાર સાંભળી તેઓ બહુજ દિલગીર થયા. અને વરસતા વરસાદમાં પોતાના વિદ્યાર્થીઓને ગોતવા જંગલમાં નીકળી પડયા. તેમણે જંગલમાં ભટકીને વરસાદનાં ઝાપટાં સહન કરીને પોતાના વિદ્યાર્થીઓને શોધી કાઢયા. તેમને છાતી સરસા ચાંપ્યા અને આશ્રમે લઇ ગયા.

શ્રીકૃષ્ણની ગુરુભકિત; અને સાંદિપની ઋષિનો વિદ્યાર્થી પરનો પ્રેમ જોઇ કોને નવાઇ નહિ લાગે?

બાળકો, તમે મનના ખરા ભાવથી ગુરુની સેવા કરો છો?
જો તમે સેવા કરો તો ગુરુનો સાચો પ્રેમ મેળવી શકો.
ગુરુના પ્રેમથી ગુરુની મહેરબાનીથી સારી વિદ્યા મળે છે.
અને મોટપણે જીંદગી બહુ સુખમાં જાય છે.

શ્રીકૃષ્ણ ગુરૂની કૃપાથીજ દેવ જેવા ગણાયા.
જો તમારે આબરૂ મેળવવી હોય,
જો તમારે સારી વિદ્યા મેળવવી હોય,
તમારામાં પણ દેવનો અંશ છે તેને ખીલાવીને
જો તમારે પણ દેવ જેવા ગણાવું હોય,
તો દરેક વિદ્યા પુરી કાળજીથી ભણો!

## "વાંચો ચરિત્ર શુભ ભારત બાળકોનાં."



જે બાલુડાં અમર બાહુ બળે બનેલાં;
જે ધર્મ કર્મ કરતાં પ્રભુને ગમેલાં;
જે સત્ય ટેક ધરવા વનમાં વસેલાં,
વાંચો ચરિત્ર શુભ ભારત બાળકોનાં.

જે દેશ ખાતર સહર્ષ રણે ઘુમેલાં,
કીર્તિ પવિત્ર લઇ સ્વર્ગ પથે પડેલાં,
જેઓ ચિરંજીવ બની જશને વરેલાં,
વાંચો ચરિત્ર શુભ ભારત બાળકોનાં.

શીખાવશે સરલ સ્નેહ વિવેક શું તે,
ને ભ્રાતૃભાવ તમ અંતર લાવશે એ,
નીતિ નસેનસ ભરી શુભ લ્હાણ લેવા,
વાંચો ચરિત્ર શુભ ભારત બાળકોનાં.



# રાજકુમાર ભરત.

૧



અયોધ્યા નગરીમાં આજે બધું સુનકાર જણાતું હતું. કૈકેયી માતા બહુ ભલાં અને વિચારવંત હોવા છતાં દાસી મંથરાના ખરાબ વિચારે દોરાયાં. ભલાઈને ભુલી ગયાં, તેના સારા વિચારો ગુમ થઈ ગયા. પોતાના પુત્ર ભરતને રાજ્ય મળે, તેમાંજ પોતાનું સુખ માન્યું; શ્રીરામના ઉમદા ગુણો અને વિવેક સામી નજર પણ ન કરી. શ્રીરામનો વનવાસ માગ્યો. રાજા અને પ્રજા બંનેમાં હાહાકાર થઈ રહ્યો. રામ, લક્ષ્મણ અને સીતા વનવાસને માટે વિદાય થયાં. જે દિવસે, જે સમયે રાજયાભિષેકનું શુભ મુહૂર્ત હતું, તેજ મંગલ વખતે જંગલ તરફ જવું, એ પણ વિભુની માયા!

બસ! પિતાનું અમોલું રત્ન ગયું. પ્રજાનો માનિતો હીરો હાલ તો હાથમાંથી ગયો. આથી સર્વ સ્થળે, સર્વનાં હૃદયમાં શોકાન્વિત છાયા છવાઇ રહી. રાજ્યાભિષેકનો ઉમંગી રંગ બદલાઇ ગયો. રાજા દશરથનું અંતઃકરણ ધવાયું, તે પુત્ર વત્સલ પિતાએ શ્રવણના માતા પિતાના શ્રાપ પ્રમાણે પુત્ર વિયોગે તરફડી તરફડીને પ્રાણ તજ્યા. કારણકે ભરત અને શત્રુઘ્ન પણ મોસાળ હતા.

૨

રાજકુમાર ભરતને તેજ રાતે ભયંકર સ્વપ્નું આવ્યું. "આવું છું, આવું છું!" આવા ભય સૂચક શબ્દો સ્વપ્નામાં ભરતના મોંમાંથી નીકળી પડયા. તે જાગ્યો, ઊઠયો. "આતે સ્વપ્ન કે સત્ય!" એ વિચારે તેનું મગજ બહાવરૂં બન્યું. અને ગાંડા ઘેલા જેવો બની આમતેમ ફરવા લાગ્યો, ને કંઇ કંઇ બકવા મંડયો.

"શું પરમ પૂજ્ય પિતાજી મરણ પથારી પર છે! મને બોલાવે છે! મોટા ભાઇ હોવા છતાં પણ મારી ઝંખના! કેટલો બધો પ્રેમ! વાહ! વત્સલ પિતા વાહ! ઓ પિતાજી! આવું છું! આવું છું!"

આવા આવા શોકમય વિચારોમાં ભરતે રાત વિતાવી. સવાર થતાં તો પોતાનાં સ્વપ્નાનો ભયંકર દેખાવ ખરોજ

પડયો. પિતાજીના સ્વર્ગવાસના શોકજનક સમાચાર સાંભળ્યા, હૃદય ચીરાયું, તરતજ બંને ભાઇઓ અયોધ્યા આવવા નીકળી પડયા.

અયોધ્યા આવ્યું. આ વખતનો નગરનો દેખાવ તેને જુદોજ જણાય છે. જ્યાં જુએ છે ત્યાં ભયંકર દેખાવ નજરે પડે છે, શહેરની વસ્તીનાં નૂર તદન ઉડી ગયાં છે. બધે શોક, શોક અને શોકનીજ છાયા છવાઈ રહી છે. તે બિચારાને ખબર ન હતી, કે મારા વડીલ બન્ધુ શ્રીરામ વગરની આ અયોધ્યા આજે સુની છે, બંને ભાઇઓ રાજ્ય મહેલમાં ગયા, કુળગુરૂ મહાત્મા વસિષ્ઠ રૂષિને પગે પડયા. અને તેઓ તરફથી પોતાનાં માતા કૈકેયીના અવિચારીપણાના અને રાજરત્ન રામચંદ્રજીના વનવાસના સમાચાર જાણ્યા. પોતાને માટે માતાએ કરેલા અનર્થથી તે એકદમ ઝંખવાણો પડી ગયો.

વ્હાલાં બાળકો ! સુશીલ રાજકુમાર ભરત સ્વાર્થી નહિ હતો. તેનાં માતા તો એમજ સમજી બેઠાં હશે કે મારો પુત્ર રાજ્યગાદી પર આવશે, ને હું રાજમાતા કહેવાઇશ, પરંતુ ના, ના, તેમ કદિ બને તેમ ન હતું. ભરત શ્રીરામને મોટાભાઇ તરીકે પૂજતો. વળી તે બરાબર સમજતો હતો કે રાજ્યનો ખરો હકદાર હું નહિ, પણ પાટવી કુમાર શ્રીરામ ચંદ્રજીજ છે.

ભરત દીલગીરી ભરેલે ચહેરે એકદમ માતાના મહેલમાં ગયો. માતાનાં અવિચારી પગલાંને માટે બહુ બહુ ઠપકો આપ્યો. રાજગાદી જેવી તુચ્છ લાલચને ઠોકર મારી. હવે માતા પસ્તાયા, પણ તેથી શું વળે ? ઉદાસી ભરત માતાજી કૌશલ્યાનાં ચરણમાં ઢળી પડયો. પોતાનાં માતાનાં કૃત્યને માટે તેઓની ક્ષમા માગી.માતા કૌશલ્યા તરફથી આશ્વાસન મળ્યું. "ભાઇ શોક ન કરો, ને ધીરજ ધરો. બનવાનું અવશ્ય બને છેજ. માટે રાજ્યને સંભાળો અને પ્રજાનું પાલન કરો !" આ આજ્ઞાથી પણ ભરતનો શોક સમાય તેમ ન હતો. તેને રાજ્યની લાલચ લોભાવી શકે તેમ ન હતી. તેથી ગમે તેમ કરીને પણ રાજ્યના રક્ષક રાજા શ્રીરામને પાછા લાવવાનો તેના મન સાથે દૃઢ નિશ્ચય કર્યો.

૩

સર્વ પ્રજામાં અત્યારે આનંદ ઉભરાઈ જતો હતો. શ્રીરામ ચંદ્રજીના દર્શન થશે, તેઓ પાછા પધારશે, અને આપણે ભાગ્યશાળી થઇશું. એ આશામાં સૌ મશગુલ બન્યાં હતાં. રાજકુમાર ભરત પણ આજે ખુશી જણાતો હતો. મોટાભાઇને જરૂર મનાવીશું, તેઓ અવશ્ય દયા કરશે, રાજ્ય સંભાળશે અને મારા પરનું કલંક દુર થશે.

ભરત અને સર્વે પ્રજાજનોનો સંઘ મળી પોતાના માલિક રાજા શ્રીરામને મળવા ચાલ્યો. સૌ શ્રીરામની ઝુંપડી નજદીક આવી પહોચ્યા. અહિં શ્રીરામચંદ્રજી અને સતિ સીતાજી આનંદની વાતો કરતાં બેઠાં હતાં. લક્ષ્મણજી આશ્રમની આસપાસ ચોકી કરતા ફરતા હતા. તે ત્રણેની નજર છેટેથી આવતાં માણસો પર પડી, લક્ષ્મણ તથા સીતાજી બંનેની નજર ત્યાંજ ઠરી. શ્રીરામ કંઈક વિચારમાં પડયા. એટલામાં સર્વ મંડળ તદન પાસે આવી પહોંચ્યું. મોટાભાઇનાં દર્શન થતાંજ ઘેલો બનેલો રાજકુમાર ભરત શ્રીરામનાં પવિત્ર ચરણે ઢળી પડયો. પોતાના શિરછત્ર ભાઇની વનવાસી દશા જોઇ તેનું હૃદય ભેદાયું–દુઃખી થયું. ગદગદ કંઠે ભાઇની ફરીફરી ક્ષમા માગી.

પિતાના સ્વર્ગવાસના સમાચારથી શ્રીરામ અત્યારે શોક સાગરે ઘેરાયા હતા, તોપણ ભરતને ધીરજ આપવા દુઃખને મનમાંજ દબાવ્યું. ભરત ઊઠયો, ભાઇને ભેટયો. તેની હાલત આ વખતે બહુ દુઃખી હતી. તેનાથી હૃદયે ભેદક સ્વરે બોલાયું “ ભાઇ ભાઇ ! આ હું શું જોઉં છું ! મારા માથાના મુગટની આ દશા ! અરેરે ! આ બધું આ કમભાગી ભરતનેજ માટે ! ભાઇ ! ભાઇ ! ક્ષમા કરો, મારી માતાના દોષને ભુલી જાઓ અને પ્રભુ ! પાછા અયોધ્યા પધારો ! આ રાંકડી

પ્રજાના પોકાર સામી નજર કરો ! દયા લાવો, અને પ્રજાના પ્રતિપાલ બની અયોધ્યા પુરીને પાવન કરો. હું નિર્દોષનું કલંક તેથીજ દુર થશે. આમ બોલતાં બોલતાં ભરત શ્રીરામના ખોળામાં ઢળી પડયો.

શ્રીરામે સૌને આશ્વાસન આપ્યું. ભરતને છાતી સાથે ચાંપ્યો અને બોલ્યા. "ભાઇ મારા સુશીલભાઈ, આમ છેક ના હિમત ન બનો. ઓછું ન આણો. તમે બધી રીતે નિર્દોષ છો. ચૌદ વરસને જતાં વાર શી ! પિતાની આજ્ઞા એ પ્રભુની આજ્ઞા અને તેનું પાલન કરવું એજ આપણો ખરો ધર્મ છે. એ તમે કેમ ભુલો છો ? માટે જાઓ મારા વ્હાલા ભાઇ ! તેટલો સમય તમે આપણી પ્રજાનું રક્ષણ કરો. તેનું દુઃખ ઓછું કરો !

શ્રીરામનાં વચન સાંભળી રાજકુમાર ભરતને ખાત્રી થઇ કે ચૌદ વરસ પુરાં થયા પહેલાં ભાઈ પાછા નહિજ ફરે. આથી તે અત્યંત શોકાતુર થયો, નિરાશ થયો.

શ્રીરામનો સદુપદેશ તેને યોગ્ય જણાયો. તોપણ તે રાજયગાદી પર બેસી રાજા તરીકે માન મેળવવાનો ભુખ્યો ન હતો. તેને રાજ્ય સુખની બીલકુલ લાલચ ન હતી. શ્રીરામચંદ્રજીની આજ્ઞાને શિરપર ચઢાવી ત્યાંથી રજા માગી. વનવાસનાં વરસોમાં શ્રીરામચંદ્રજીના નામે રાજય કારભાર

ચલાવવાનો ભરતે બંદોબસ્ત કર્યો. શ્રીરામનાં પવિત્ર ચરણોની પાદુકાઓને રાજ્યાસન પર સ્થાપી, અને જગતને જાહેર કર્યું કે રાજા તો શ્રીરામ છે.

૪

ભરતે ચૌદ વરસ રામ વિયોગે શોકમય હાલતમાં વિતાડયાં. વખતને જતાં વાર લાગતી નથી. ભાઈ તરીકેની ખરી ફરજ સંભાળનારને પ્રભુ સદા સ્હાય કરે છે, નીતિના પંથે ચાલનારનો તે સુખદાતા છે. એક મંગળ સમય એવો આવી મળ્યો કે ભાઇની ઝંખના કરતો રાજકુમાર ભરત, શ્રીરામચંદ્રજી, લક્ષ્મણ અને સીતાજી સૌને મળ્યો, ભેટયો રાજી રાજી થઇ ગયો. રાજા રામે રાજ્ય સંભાળ્યું અને રાજકુમાર પોતાને ધન્ય ભાગ્ય માનવા લાગ્યો—સુખી થયો.

બાળકો કહો! કહો! તમને પણ રાજકુમાર ભરતના જેવું બનવું ગમશે કે! પ્રભુ તમોને સદા સ્હાય હો!

अस्तु.





# ધ્રુવ કુમાર

૧



બાળકો જુઓ, બાળ ધ્રુવકુમાર હર્ષભેર પિતાના ખોળામાં બેસવા જાય છે. તેને તેની ઓરમાન માતા તેના પિતા તરફ જતો અટકાવીને શું કહે છે!

“ ધ્રુવ! તારા પિતાના ખોળામાં બેસવાને તું લાયક નથી. જો તારે પિતાના ખોળે બેસી લાડ ભોગવવાની ઇચ્છા હતી, તો મારા પેટે જન્મ લેવો હતો. અભાગણી માતાના પેટે જન્મ લઇ તું એ સુખ નહિ ભોગવી શકે !”

ઓરમાન માતાના આ શબ્દોથી ધ્રુવ ચમકયો, વિચારમાં પડયો, તેને આભ તુટી પડયા જેવું લાગ્યું. તેનો હર્ષ જતો

રહ્યો—આનંદ ઉડી ગયો. અને ઝંખવાણે મોઢે અપમાન સહન કરી પાછો ફર્યો. પિતાએ પણ પુત્રને ન બોલાવ્યો. આથી ધ્રુવને ઘણું દુઃખ થયું. ને પોતાની માતા પાસે ચાલ્યો ગયો.

૨

" આવ્યો મારૂં રાંકનું રત્ન, અપંગની આંખો, દુખીના દિલાસા રૂપ પુત્ર આવ્યો." માતાએ પુત્રનાં ઓવારણાં લીધાં અને ખોળામાં બેસાડી વહાલથી પૂછવા લાગ્યાં,

"મારા લાડીલા કુંવર તારૂં મોઢું કેમ પડી ગયું છે? તારા આનંદી મુખડામાં આટલી બધી દીલગીરી ક્યાંથી? કુવર આજે કેમ રડો છો?

"માતા! શું કહું? મારા પિતાનો મારા પર પ્રેમ નથી! ઓરમાન માતાના દાબમાં તેઓ દબાઇ ગયા છે! ઓરમાન મા નહિ કહેવાના શબ્દો કહે છે! મા, મા, તારા માથે પણ કેટલું બધું દુખ પડે છે? તારૂં દુઃખ મટાડવાને હું શું કરૂં? (ધ્રુવ રડી પડયો)

"પુત્ર, પુત્ર આ તું શું કરે છે? મને કાંઇ દુઃખ નથી. તારૂં આનંદી મુખ મારાં બધાં દુઃખ વિસરાવે છે. તારા કાલા ઘેલા બોલ મારો સંતાપ સમાવે છે. તારામાંજ મારાં

બધાં સુખો સમાયાં છે. કુમાર આજ તને આ શી લત લાગી છે? આજ તું આમ કેમ બોલે છે? શું તને કોઇએ કાંઇ કહ્યું છે?"

પુત્રે માતાને પોતાના અપમાનની સર્વ વાત કહી સંભળાવી. પુત્રની હકીકત સાંભળી માતાને પણ બહુ લાગી આવ્યું. આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેમણે ધ્રુવને છાતી સરસો ચાંપ્યો, અને માથે હાથ ફેરવતાં કહેવા લાગ્યાં "ભાઇ મારા લીધેજ તેં તારા પિતાનો પ્રેમ ગુમાવ્યો છે. પણ જગત પિતા પ્રભુની હમેશાં તારા પર દયા છે. આપણે તેમને શરણે છીએ. એ જગત પિતાજ તારી બધી હોંસ પુરી પાડશે!

માતાએ પુત્રને દિલાસો આપ્યો. પણ તેજ વખતથી ધ્રુવ તો પોતાની હોંસ પુરનાર જગત પિતાનાજ વિચારમાં પડયો! રમત રમવામાં, ખાવા પીવામાં, અને હરવા ફરવામાં હવે તેને જગત પિતાજ સાંભરવા લાગ્યા!

રાત પડી, સર્વ ઠેકાણે અંધારૂં ફેલાઇ ગયું. માણસો ભર નિદ્રામાં પડયા. ધ્રુવકુમારની માતા પણ નિદ્રાનું સુખ ભોગવવા લાગ્યાં.

આમ સર્વ સૂતાં. માત્ર ધ્રુવકુમારને નિદ્રા ન આવી. ઓર-

માન માતાનાં વેણુ તેને તીર સમાન વાગ્યાં હતાં! તેની પીડા મટાડવાને તે વિચાર કરતો હતો.

"શું માતાનું દુખ મટશે? પિતા મને ખોળામાં બેસારશે? મારા પર તેઓ પ્રેમ રાખશે? હા, માતાએ પણુ કહ્યું છે, કે જગત પિતા તારી બધી હોંસ પુરી પાડશે " "પણુ એ પ્રભુ મળે કયાં? કદાચ એ જંગલમાં છુપાઇ રહ્યા હોય! બસ! પિતાનો પ્રેમ મેળવવાને ખાતર, માતાનું દુઃખ મટાડવાને ખાતર હું જંગલે જંગલમાં ભટકીશ અને જગત પિતાને શોધી કાઢયા સિવાય પાછો નહિ આવું. એજ પ્રતિજ્ઞા!" જતાં જતાં તેને વળી વિચાર આવ્યો.

માતાને જગાડું? તેની રજા લઉં? ના, જો તે જાગશે, તો મને જતો અટકાવશે. માટે તેને જગાડયા સિવાયજ ચાલ્યો જાઉં.

મધરાતનો સમય હતો રાજકુમાર ધ્રુવ રાજમહેલ છોડી ચાલ્યા જવાને તૈયાર થયો. ઉંઘતા માતાના ચરણે શીશ નમાવ્યુ.

"માતા ક્ષમા કરજે. તારો આશીર્વાદ લીધા સિવાયજ જાઉં છું. જગત પિતાને શોધવા જાઉં છું. બાળકુમાર ઉંઘતી માતાને છોડી ચાલી નીકળ્યો!

૩

માતાની નિદ્રામાં ભંગ પડયો. સારાં માઠાં ઘણાં સ્વપ્નાંએ તેમનું મન મુઝાવ્યું તેથી નિદ્રા ઉડી ગઇ અને જુએ છે તો ધ્રુવ કુમાર પથારીમાં નથી !

"અરેરે મારો કુમાર ક્યાં ગયો ? " કહી ગાંડા જેવી માતા આમ તેમ જોવા લાગી દરવાજા ભણી દોડી તો દરવાજો ઉઘાડોજ પડયો હતો !

હાય! હાય! મારૂં રાંકનું રત્ન ક્યાં ગયું? આમ તેમ દોડી ઘરાઇ કોઇ ઠેકાણે પત્તો લાગ્યો નહિ.

"ગયો મારી અમર આશાનો ખજાનો લુટાઇ ગયો" માતાનું શું જોર? રોઇ રોઇને આંખો સુજી ગઇ. અણુમા-નીતીનો કુમાર ! તેની સંભાળ પણ કોણ લે ?

પુત્ર ગયો માનો આધાર ગયો. રાજ્યરાણી હોવા છતાં એક નિરાધાર બાઇ પ્રમાણે તે એકલી રોઇ રોઇને દુઃખમાં દિવસો ગાળવા લાગી. પણ માતાને ક્યાં ખબર છે, કે એ કુમાર પોતાનો ઉડી ગયેલો આનંદ પાછો આણશે! એ પ્રતાપી કુમાર માતા પિતાના કુળને ચીરંજીવી બનાવશે !

૪

" જગત પિતા તારી બધી હોંસ પૂરી પાડશે " આ વાક્યપર વિશ્વાસ રાખી તે પિતાને શોધવા માટે આ

કુમાર ધ્રુવે મહેલ છોડયો. શહેર છોડયું. અને જંગલની વસમી વાટે પડયો. જંગલમાં સાવજ, વાઘ, રીંછ વગેરે પ્રાણીઓનો ભય નહિ રાખતાં તે રસ્તો કાપવા લાગ્યો. ખાવા પીવાનું તેને ભાન ન હતું તેને તો માત્ર જગત પિતાનુંજ તાન લાગેલું હતું.

પ્રભુ જંગલમાં હશે, એમ ધારી તે જંગલમાં આવ્યો. પ્રભુ પહાડમાં હશે, એમ ધારી તેને પહાડોમાં શોધતો. પ્રભુ નદીમાં હશે એમ માની તે નદી કિનારે જતો આમ બહુ બહુ મહેનત કરી છતાં પ્રભુનો કાંઇ પત્તો ન મળ્યો !

બાળકનો નિર્દોષ ભાવ, અને સાચું દીલ જોઇ નારદ મુનિને તેની ઘણી દયા આવી. તેઓ ધ્રુવ પાસે આવ્યા અને કહ્યું "ધ્રુવ હવે તારે જયાં ત્યાં ભટકવાની જરૂર નથી. આ ઠેકાણેજ બેસીને શાન્ત મનથી તું પ્રભુને યાદ કર. તેનો તારા પર ઘણો પ્રેમ છે. અહીંઆજ તને જગતપિતાનું દર્શન થશે" ભગવાન નારદના વચનથી ધ્રુવ કુમારને ઘણો આનંદ થયો. અને એક ચિત્તથી તે પ્રભુને યાદ કરવા લાગ્યો.

૫

કુમારના ચાલ્યા જવા પછી પિતાને બહુ પસ્તાવો થયો. પુત્રના ગુણ સંભારી તેની પાછળ પિતાએ ઝુરવા માંડયું. અને તેની શોધને માટે ઘણાં ઘણાં ફાંફાં માર્યાં પણ કાંઇ પત્તો મળ્યો નહિ. આ પ્રમાણે પુત્ર વિયોગે

દુઃખી થતા પિતાને ભગવાન નારદ મુનિએ ધ્રુવના કુશળ સમાચાર આપ્યા. અને 'તે પોતાની મેળેજ પાછો આવશે,' એમ જણાવ્યું તેથી પિતાને કાંઇક શાન્તિ થઇ. તોપણ ધ્રુવને મળવાને તેમનું મન બહુ તલપી રહ્યું હતું.

૬

દૃઢ નિશ્ચયવાળા ધ્રુવ કુમારની ભક્તિથી ભક્તને માટે હમેશાં તૈયાર રહેતા પ્રભુએ ચતુર્ભુજ રૂપ ધરી દર્શન આપ્યું. અને પોતાના પુત્ર સમાન પ્રેમથી બોલાવ્યો.

" ધ્રુવ, કહે, કહે, તારી શી ઇચ્છા છે ? " કોણ ! જગત પિતા ! પિતા ! પિતા ! આપના ખોળે બેસવાની મારી ઇચ્છા છે. "

પુત્ર તું હમેશાં મારા ખોળામાંજ છે તું બાળક છે. હજી તારે આ દુનિયામાં ઘણા કામો કરવાનાં છે. પ્રથમ તું મારા ખોળારૂપ જગતમાં રહી, તારી ફરજો બજાવ! જા, તારા પિતા તારા વિયોગે દુઃખી છે.

તેમને શરણે જા. તે તને રાજ્ય સોંપશે. જગતનું રાજ્ય ચલાવી તારી ફરજ બજાવ !

પુત્ર તું અચળ છે.

પુત્ર તું અમર છે.

તારૂં તેજોમય શરીર બધી દુનિયાને પ્રકાશ આપશે.

પ્રભુ અંતર્ધાન થયા અને તેમની આજ્ઞા પ્રમાણે ધ્રુવ કુમાર પિતા પાસે જવા નીકળ્યો.

૭

નારદ મુનિના કહેવા પ્રમાણે એક એવો દિવસ પણ આવી પહોંચ્યો કે જે આનંદ દાયક દિવસે ધ્રુવના આવવાના સમાચાર પિતાએ સાંભળ્યા! પિતા હર્ષભેર પુત્રને લેવા દોડયા. ધ્રુવ પિતાને ભેટી પડયો! પિતાએ પુત્રને ખોળામાં બેસાડયો! ધ્રુવની ઇચ્છા પુરી થઇ વાજતે ગાજતે ધ્રુવ કુમારને રાજ નગરમાં લઇ આવ્યા. નગર આનંદમાં ખીલી રહ્યું પ્રજા હર્ષમાં ઘેલી બની. ધ્રુવ ઓરમાન માતાને પગે પડયો! તેમણે ધ્રુવને આશીર્વાદ આપ્યો માતાનું દુઃખ દુર થયું. થોડા વખતમાં ધ્રુવ કુમારને રાજ્યાભિષેક થયો. ઘણા વર્ષો રાજ્ય ચલાવી, પોતાની ફરજ બજાવી; પ્રજાનો પ્યાર મેળવી, છેવટે ધ્રુવ અમર લોકમાં ગયા જેનો નિર્મળ પ્રકાશ હજી પણ જગતને આભારી કરે છે, અને ધ્રુવનું અચળ અમર પણું બતાવે છે!

બાળકો, તમે ધ્રુવ કુમારના મનોબળનાં કાંઈ વખાણ કરશો કે?



# "અમે તો પ્રભુનાં બાલ.."



અમે કાલાં, સદા ઘેલાં, પ્રભુનાં બાળકો પ્યારાં.
પ્રભુનાં ગીત ગાવામાં, અમે રાજી રહેનારાં...અમે૦

મીઠા મીઠા અમ બોલડા !
બોલી, રીઝી, રીઝાવીએ.
અમૃત વહે અમ જીગરમાં,
ઉછરંગ અંગ જગાવીએ.

અમારા વ્હાલ છે લુખાં, અમે તો ભાવનાં ભુખ્યાં
પ્રભુની આશમાં મસ્તાન, ને ગુલ્તાન રહેનારાં...અમે૦

મોંઘી કળી અમ હૃદયની !
ખીલી સુગંધ પસારશે.
અમ વિમલ અતંર ખોલતાં !
પ્રભુજી દયા પ્રકટાવશે.

અમે રાજા ! બની રે'તા, ઘડી રમતાં થઇ યોગી !
નીતિના ખેલ અમારા, અમારે શી કહો પરવા?..અમે૦



# એકલવ્ય.



પાંડવો અને કૌરવોના દ્રોણાચાર્ય નામે ગુરૂ હતા. તે ધનુર્વિધામાં એટલે બાણ મારવાની વિધામાં બહુ કુશળ હતા. તેમની કીર્તિ સાંભળી ઘણા દેશના રાજાઓએ પોતાના કુંવરોને તેમની પાસે ધનુર્વિધાનો અભ્યાસ કરવા મોકલ્યા હતા. આ પ્રમાણે એક ભિલ્લ રાજાએ પોતાના કુંવર એકલવ્યને તેમની પાસે ધનુર્વિધા શીખવા મોકલ્યો. ક્ષત્રિય સિવાય બીજા કોઇને વિધા શીખવવી નહિ, એવો દ્રોણાચાર્યનો નિયમ હતો; એટલે તેમણે ભિલ્લ રાજકુમાર એકલવ્યને શીખવવાની ના પાડી.

દ્રોણાચાર્યે શીખવવાની ના પાડી તેથી એકલવ્ય બહુ દિલગીર થયો. દ્રોણાચાર્ય માટે તેના મનમાં અતિશય પૂજ્ય ભાવ હતો. અને વિદ્યા શીખવી, તો તેમની પાસેજ શીખવી. એવો એકલવ્યનો દૃઢ નિશ્ચય હતો. આથી તેણે પોતાને શીખવવા માટે દ્રોણાચાર્યને ઘણી આજીજી કરી. પરંતુ તેથી કાંઇ વળ્યું નહિ. આખરે દ્રોણાચાર્યને ગુરુ માની તેમને ખરા ભાવથી નમન કરી તે ત્યાંથી ચાલ્યો ગયો.

ગુરુએ ના પાડવા છતાં કુમાર નિરાશ ન થયો. ત્યાંથી તે વનમાં ગયો. વનમાં તેણે દ્રોણાચાર્યની એક માટીની મૂર્તિ બનાવી ને તેનેજ ગુરુ માની ધનુર્વિદ્યાનો અભ્યાસ પોતાની મેળે શરૂ કર્યો. તે પુતળાની સેવા કરવા લાગ્યો. ગુરુ દ્રોણાચાર્યની મૂર્તિને નમન કરી ધનુષ્ય પર બાણ ચડાવી નિશાન તાકવા લાગ્યો. ભુલી જાય ત્યારે મહેનત લઈ ફરીથી નિશાન મારે. આમ ગુરુમાં વિશ્વાસ રાખી ઉલટભેર મંડયા રહેવાથી તે ધનુર્વિદ્યામાં એટલો બધો કુશળ થયો, કે મોટા મોટા યોદ્ધાઓ પણ તેનાં વખાણ કરવા લાગ્યા.

એકલવ્યની ધનુર્વિદ્યાની કીર્તિ દ્રોણાચાર્યને કાને ગઇ. એક વખત તેઓ તેની પાસે ગયા, ને તેની કુશળતા જોઇ આશ્ચર્ય સાથે સંતોષ પામ્યા. એકલવ્યે પૂજ્ય ગુરુનાં ચરણે

માથું નમાવી ભકિત ભાવે વંદન કર્યું. એકલવ્યની નિપુણતાથી ચકિત થએલા દ્રોણાચાર્યે તેને પૂછ્યું કે કુમાર, તારો ગુરુ કોણ? "આપજ મારા ગુરુ છો." એમ ઉત્તર આપી. એકલવ્યે પોતાની સર્વ હકીકત કહી સંભળાવી. દ્રોણાચાર્ય અત્યંત પ્રસન્ન થયા અને એકલવ્યને બહુ બહુ ધન્યવાદ આપ્યો.

વહાલાં બાળકો ! આ ઉપરથી તમને સમજાશે કે જે ગુરુ એકલવ્યને શીખવવાની ના પાડતા હતા, તેજ ગુરુ ઉપર એકલવ્યની કેટલી બધી પ્રીતિ હતી ? પ્રભુએ તેને ઉત્તમ લાગણીનું ઉત્તમ ફળ આપ્યું. આ રીતે આપણે પણ જો આપણા ગુરુ તરફ માનથી વર્તીએ તો તેનું ફળ મળ્યા વગર રહે નહિ. દરેક બાળકની મુખ્ય ફરજ એ છે, કે તેણે ગુરુ તરફ હમેશાં પ્રેમ અને માનની લાગણીથી જોવું જોઇએ.

ઉપરની વાત પરથી બીજી પણ એક શિખામણ મળી શકે છે, કે વિદ્યા ગમે તેવી મુશ્કેલ હોય, તોપણ ખંત, કાળજી ને દ્રઢ નિશ્ચયથી આગ્રહ પુર્વક અભ્યાસ કરીએ તો તે સહેલાઇથી શીખી શકાય છે. એટલુંજ નહિ પરંતુ તે વિષયમાં નિપુણતા પણ મેળવી શકાય છે.





# બાળવીર અભિમન્યુ



પાંડવ કૌરવો આજે સાત દિવસ થયાં લડી રહ્યા છે. બંને પક્ષનાં હજારો માણસો માર્યાં ગયાં છે. યુધિષ્ઠિર સભા ભરીને બેઠા છે. તેમના પક્ષના સર્વ યોદ્ધાઓ આ સભામાં હાજર છે. માત્ર અર્જુન અને શ્રીકૃષ્ણ દેખાતા નથી. તેઓ આવા કટાકટીના વખતે કયાં ગયા હશે ?

જેઓ હમેશાં પોતાની ફરજ બજાવવામાં જ મચ્યા રહે છે, જેઓ હમેશાં ધર્મનું રક્ષણ કરવાને તત્પર રહે છે; તે પોતાની મુશીબતનો વિચાર નહિ કરતાં, રાક્ષસોથી પીડા પામતા બ્રાહ્મણોને મદદ કરવાને –ધર્મનું રક્ષણ કરવાને– ગયા હતા.

આ સમયે પાંડવોની સભામાં કૌરવોનો એક દૂત આવ્યો. અને યુધિષ્ઠિરના નામનો બંધ કરેલો કાગળ આપી ચાલતો

ચ્યો કાગળ જોતાંજ સર્વ યોદ્ધાઓ તે માંહેની હકીકત જાણવાને તલપી રહ્યા. યુધિષ્ઠિરે કાગળ ફોડયો, વાંચ્યો, તેમનું મુખ ઉતરી ગયું! અને ઉંડો નિસાસો મુકયો! યુધિષ્ઠિરના મુખનો ફેરફાર જોઇ યોદ્ધાઓની આતુરતા વધી યુધિષ્ઠિરે પત્ર પ્રકટ કર્યો.

આ પત્રમાં કૌરવોએ અર્જુનની ગેરહાજરીનો લાભ લઈ કોઠાયુદ્ધની માગણી કરી હતી! પાંડવ પક્ષમાં કોઠાયુદ્ધ જાણનાર અર્જુન સિવાય કોઇ ન હતું! યુધિષ્ઠિરની ઉદાસીનતાનું આજ કારણ હતું.

સર્વ યોદ્ધાઓ એક બીજાના સામે જોવા લાગ્યા. ભીમસેન જેવા ગદાના જોરે કામ લેનારાનું પણ કોઠાયુદ્ધમાં કાંઇ જોર ન હતું. સર્વ સભા શાન્ત બની ગઈ, અને સર્વ યોદ્ધાઓના મુખ પર ઉદાસીનતા છવાઇ રહી. એવામાં ૧૫-૧૬ વર્ષનો એક બાળક કે જે યુધિષ્ઠિરની બાજુમાંજ બેઠો હતો, તે એકદમ બોલી ઉઠયો.

" દાદાજી શામાટે ગભરાઓ છો? હું કોઠાયુદ્ધ સારીરીતે જાણું છું. મારા પિતાની ગેરહાજરીમાં હુંજ આ કામ ઉપાડી લઉં છું. તમે ચીંતા ન કરો! ૭ કોઠા સુધી મને કોઇ હરાવી શકે તેમ નથી. કારણકે હું ૭ કોઠાની સંપુર્ણ હકીકત જાણું છું, પણ સાતમા કોઠાથી બીલકુલ અજાણ છું.

ભીમ વચ્ચેજ બોલી ઉઠયો " સાબાશ ! દિકરા અભિમન્યુ સાબાશ !! સાતમા કોઠાને માટે તું બેફિકર રહે. ત્યાં આ મારી ગદા કામ કરશે. "

આ સાંભળી સભામાં હર્ષના પોકારો ગાજી ઉઠયા. કૌરવોની માગણી કબુલ રાખી. બીજા દિવસે લડાઇની તૈયારીનું કહેણ મોકલાઇ ગયું. બાળવીર અભિમન્યુ પણ આનંદમાં ઉછળી રહ્યો હતો.

માત્ર યુધિષ્ઠિરના મુખ પર આનંદ જણાતો ન હતો.

"અર્જુનની ગેરહાજરી ! તેના બાળક પુત્રને આ ભયંકર યુદ્ધમાં મોકલવો ? ભલે ! સિંહનો પુત્ર ! તોપણ તે બાળકજ." આ વિચારો યુધિષ્ઠિરનું કાળજું કોરતા હતા. પણ હવે શો ઉપાય ? સર્વ તૈયારી થઇ ચુકી ! કૌરવોએ કોઠાની રચના કરી રાખી !

પ્રભાત થયું. યોદ્ધાઓ તૈયાર થઇ પોત પોતાની જગા સંભાળી ઉભા, બાળવીર અભિમન્યુ પણ તૈયારજ હતો ! તે પોતાના સૈન્ય સાથે પહેલા કોઠાના દ્વાર આગળ આવી પહોંચ્યા. ભયંકર યુદ્ધ કરી તે કોઠો તોડી પાડયો ! અને બીજા કોઠાના દ્વાર આગળ આવી ઉભો. અહીં પણ પુર્ણ નિપુણતા બતાવી. અને થોડા વખતમાં બીજો કોઠો પણ જીતી લીધો.

આ પ્રમાણે એક પછી એક પાંચ કોઠા જીતી લીધા, ત્યાં સુધી તેના કાકા ભીમસેન તેની સાથેજ હતા. પરંતુ છઠ્ઠા કોઠામાં યુદ્ધ ચાલતું હતું, તે વખતે એક છુટ્ટો થએલો ગાંડો હાથી સૈન્યમાં હજારો માણસોનો નાશ કરતો હતો. તેને પકડવાને કોઈની હિંમત ચાલતી ન હતી. છેવટે યુધિષ્ઠિરે વિના કારણે હજારો માણસોનો સંહાર થતો અટકાવવાને ભીમસેનને એ હાથી બાંધવાનું કામ સોંપ્યું. ભીમ અભિમન્યુને "હમણાંજ આવું છું" કહી મોટા ભાઇની આજ્ઞા ઉઠાવવા ગયો.

ભીમના જવા પછી તરતજ અભિમન્યુએ છઠ્ઠો કોઠો તોડી નાંખ્યો! અને નિર્માલ્ય ગણાતા સાતમા કોઠામાં પ્રવેશ કર્યો.

આ કોઠાની સરદારી સિંધના રાજા જયદ્રથના હાથમાં હતી. અભિમન્યુ આ કોઠાની રચનાથી બીલકુલ અજાણ હતો. અહીં તેને ભીમસેન કાકાની જરૂર જણાઇ, પણ તે અત્યારે અહીં ક્યાં હતા! તોપણ આ બહાદુર બાળક દુશ્મનો સામે લડવા તૈયાર થયો. કૌરવ દળ અભિમન્યુની અજ્ઞાનતા જોઇ તેને ચારે બાજુએથી ઘેરવા લાગ્યું. બાળક દુશ્મનોથી ઘેરાઇ ગયો! બાણોથી તેનું શરીર વીંધાઇ ગયું! તોપણ નહિ ગભરાતાં સર્વ તરફના માર સહન કરતો,

દુશ્મનોને હઠાવતો તે આગળ વધવા લાગ્યો. તેના યુદ્ધ કૌશલ્યથી દુશ્મનો પણ છક થઇ ગયા.

ભીમે હાથી બાંધ્યો અને ઉતાવળો ઉતાવળો ભત્રિજાની મદદે દોડી આવ્યો. પરન્તુ સાતમા કોઠાના અંત ભાગમાં અભિમન્યુનું શબ દીઠું ! આ શુરવીર બાળક મરણ પામ્યો હતો, તોપણ તેના ચહેરા પરનો આનંદ જરાપણ કમી થયો ન હતો.

ગયો ! એક વીર બાળક આ સંસારમાંથી ચાલ્યો ગયો ! ! સુભદ્રાનો પનોતો પુત્ર, અર્જુનનો લાડીલો બાળક ગયો ! ઉત્તરા નિરાધાર બની ! !

ખરેખર ભીમ હાજર હોત, તો આ ભયંકર પરિણામ ન આવત ! પણ એક કવિએ બરાબર કહ્યું છે કેઃ—

"લખી વાત મિથ્યા ન થાયે લગારે"



# ગયા વખતના સવાલોનો નિકાલ.

પહેલાં પુસ્તકમાં આપેલા બન્ને સવાલોના જવાબો અમને નિચેના બાળકો તરફથી મળ્યા હતા.

| | | | |
|---|---|---|---|
| ૧ | ગોવિંદજી પ્રેમજી | ૨ | પુંડરીકશંકર જયાશંકર |
| ૩ | ભગવાનજી વેલજી | ૪ | પ્રેમજી જેરામ |
| ૫ | ભદ્રશંકર રેવાશંકર | | |

ઉપરના બાળકોમાંથી શરત પ્રમાણે સહુથી પહેલા જવાબ આપનાર લક્ષ્મિબાઇ લોહાણા ઓર્ફનેજના વિદ્યાર્થી ગોવિંદજી ખટાઉને બાળગીત માળા (સચિત્ર) ઇનામ મુકરર કર્યું છે. તે તેમણે ચાલુ સાલનું લવાજમ ભરી મંગાવી લેવું.

---

# નવો સવાલ.

## ટપાલ ઓફીસ અને તેનાં કામો

આ બાબત ઉપર વધારેમાં વધારે ૨૫ લીટીનું લખાણ તા૦ ૧લી જુલાઇ સુધીમાં અમારા ઉપર મોકલી આપવું. જે બાળકોનો લેખ સર્વોત્તમ ઠરશે, તેને ઇનામ મળશે. અને તે લેખ બાળ મિત્ર માળામાં પ્રકટ થશે.

—વેપાર ઉદ્યોગને લગતું શિક્ષણ આપતી શાળા—

# ધી કોરોનેશન શોર્ટહેન્ડ એન્ડ ટાઇપ રાયટીંગ સ્ટુડીઓ.

## કચેરી રોડ સુન્ના લોજ.

અંગ્રેજી પાંચ ધોરણ સુધી શીખેલા છોકરાઓ, તથા ઓફી-સોમાં નોકરી કરતા યુવાનોને અંગ્રેજી નામું, શોર્ટહેન્ડ, ટાઇપ-રાયટીંગ, બેન્ક ચલણની માહિતી, વિમાઓ, અને વેપારી કાયદાઓ વગેરે સંબંધી જ્ઞાન મેળવી જીંદગીને સુખરૂપ બનાવવાની ઉત્તમ તક.

**ફી ઘણીજ જુજ** **અનુકુળ વખત.**

**આજેજ મેનેજરને મળો અથવા લખો.**

..................................................................

—ખાસ અગ્રેજી નહિ જાણનાર મિત્રોને માટે—

જો તમને અંગ્રેજી નહિ જાણવાથી સંસારમાં મુસીબત પડતી હોય, જો તમારે ટુંક સમયમાં સંગીન અંગ્રેજી જ્ઞાન મેળવવું હોય

તો આવો

## ધી કોરોનેશન નાઇટ કલાસમાં

**માસ્તરોને માટે ખાસ કલાસ રાખવામાં આવ્યો છે.**

**ફી માત્ર નામનીજ. વખત તમારી અનુકુળતા પ્રમાણે.**

**M. B. Dalal.**

**મેનેજર.**

કેવળ બાળકોની સેવા બજાવતી

# બાળ મિત્ર માળા.

વરસમાં ઓછામાં ઓછાં ૨૫ સુંદર ચિત્રો આપશે

વરસમાં બાર વિધવિધ પુસ્તકો આપશે.

દરેક મહીને કાંઇ કાંઇ ઇનામ વહેંચી બાળકોમાં હરિફાઈ જાગ્રત કરે છે.

સાદી ભાષામાં બાળકોને ગમે તેવી નાની નાની વાતો શીખવે છે.

તેમ છતાં વાર્ષીક લવાજમ માત્ર બાર આના ટ. ખ. જુદું

૧ લું પુસ્તક 'માબાપની સેવા" થોડીજ નકલો સિલીકે છે

૨ જું પુસ્તક 'હિંદનાં બાળકો" તૈયાર છે.

૩ જું પુસ્તક 'બાળ શિક્ષણ" જુનની આખરે પ્રગટ થશે.

૪ થું પુસ્તક "નાની નાની વાતો" જુલાઇની આખરે પ્રગટ થશે.

તા. ક. વરસની આખરે બચત રકમ બીજા વર્ષનાં પુસ્તકોની સુંદરતા વધારવામાંજ વપરાશે

જલદી ગ્રાહક બનો! લખો.

વ્યવસ્થાપક

બાળમિત્ર કાર્યાલય.

રણછોડ લાઇન પ્રિન્સેસ સ્ટ્રીટ—કરાચી.